ગ્રન્થમાળા ⁖ વર્ષ ૨ પુ૦ ૬ કુલ પુ૦ ૧૭

# બારડોલીની
# હિજરત

લેખક
ગિજુભાઈ



પ્રકાશક
પ્રસ્થાન કાર્યાલય
અમદાવાદ

અઢી આના

સંચાલક અને પ્રકાશક :
રણછોડજી કેસુરભાઇ મીસ્રી
પ્રસ્થાન કાર્યાલય
અમદાવાદ



પહેલી આવૃત્તિ
માગશર, ૧૯૮૭

કિંમત

| વાર્ષિક ફાળે | | છૂટક |
| --- | --- | --- |
| ૦-૨-૦ | ∴ | ૦-૨-૬ |
| ટપાલ ખર્ચ માફ | | ટપાલ ખર્ચ જૂદુ |

મુદ્રક : ચીમનલાલ ઈશ્વરલાલ મહેતા
મુદ્રણસ્થાન : વસંત મુદ્રણાલય
સિવિલહૉસ્પિટલ સામે, ઘીકાંટા રોડ
અમદાવાદ

# નિ વે દ ન

શિક્ષણનો મુલક છોડયો ને બારડોલી ને જલાલપુરના હિજરતી મુલકમાં આવ્યો. મારી નવી આંખે જે મેં જોયું, મારે કાને જે સાંભળ્યું, મારા અંતરમાં જે અનુભવ્યું તે બધું મારે મન અદ્‌ભુત લાગ્યું. તેથી દુનિયા આગળ તે મૂકવા લલચાયો છું.

આશા છે કે સમસ્ત ગુજરાતને બારડોલીની લડત તેમજ હિજરત સાચી રીતે સમજાવવામાં આ ચોપડી થોડી પણ મદદરૂપ નીવડે.

ગિજુભાઈ

*

માળા માટે આ પુસ્તક આપવા બદલ હું શ્રી. ગિજુભાઇનો આભારી છું.

પ્રકાશક

# અનુક્રમણિકા


| ક્રમાંક | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | એક વાર—આજે | ૫ |
| ૨ | વખત આવવા દો | ૬ |
| ૩ | હિજરત ! હિજરત ! | ૭ |
| ૪ | ઘરબારને છોડતાં | ૮ |
| ૫ | સુનકાર | ૧૦ |
| ૬ | ખાલી ગામ કહે છે- | ૧૧ |
| ૭ | ગામ ખાવા ધાય છે | ૧૨ |
| ૮ | અરેરે ! બિચારાં રહી ગયાં | ૧૩ |
| ૯ | રાક્ષસનું ગામ | ૧૪ |
| ૧૦ | શેઠજી | ૧૫ |
| ૧૧ | ધોળા ઉંદર | ૧૫ |
| ૧૨ | ઠરવા નહિ દે-? | ૧૬ |
| ૧૩ | જંગલમાં મંગળ | ૧૭ |
| ૧૪ | ઘર ત્યજ્યું, બાર ત્યજ્યું | ૧૯ |
| ૧૫ | "શુરૂ હુવા હૈ જંગ હમારા" | ૨૦ |
| ૧૬ | માંડવાનાં છોકરાં | ૨૨ |
| ૧૭ | ધન્ય ધન્ય તે માતા | ૨૩ |
| ૧૮ | શું કામ હેરાન થાઓ છો? | ૨૪ |
| ૧૯ | "શું દુઃખ છે ?" | ૨૫ |
| ૨૦ | ઘાટીના માંડવામાં | ૨૬ |
| ૨૧ | "અમારા કોઠાર તો જમીનમાં છે" | ૨૭ |
| ૨૨ | મહેસૂલ આપવું છે કે નહિ? | ૨૮ |
| ૨૩ | બોરિયાનાં કુંવરબહેન | ૨૯ |
| ૨૪ | પાછા નહિ હઠશું | ૩૦ |
| ૨૫ | બહારવટું | ૩૧ |
| ૨૬ | કેમ આવ્યા ? | ૩૨ |
| ૨૭ | ઘરડા દાદા ઝુકાવે છે | ૩૩ |
| ૨૮ | નેવું વર્ષના ડોસા હતા | ૩૪ |
| ૨૯ | નાથીબાઈનું બાળક | ૩૫ |
| ૩૦ | શાબાશ છે | ૩૬ |
| ૩૧ | "આ માણસો તે કેવાં દેખું ?" | ૩૬ |
| ૩૨ | સાકર વહેંચી | ૩૭ |
| ૩૩ | ક્યાં કલેક્ટર થવું છે ? | ૩૮ |
| ૩૪ | પારડીમાં વાતચીત | ૩૯ |
| ૩૫ | અચ્છા અચ્છા ધી હૈ : | ૪૦ |
| ૩૬ | કેમ નાસે છે ? | ૪૧ |
| ૩૭ | ભૂરી ટોપી | ૪૨ |
| ૩૮ | અમે કહીએ છીએ- | ૪૩ |
| ૩૯ | મોત એકવાર જ આવશે ને ? | ૪૪ |
| ૪૦ | આખી રાતનો મુંઝારો | ૪૫ |
| ૪૧ | સાચા બહાદુર | ૪૬ |
| ૪૨ | પુણ્ય પાતળું થયું | ૪૭ |

# ૧

## એક વાર—આજે

કેવો હૃદયભેદક દેખાવ ? એક વાર અહીંઆં ધમધમ ઘંટીઓ ફરતી હતી, દો'ણાં વલોણાં થતાં હતાં, શીરામણ માટે રોટલા ઘડાતા હતા, નાનાં છોકરાંઓ ફૂલો ઊઘડે એમ ઊઠી ઊઠીને આમ તેમ ફરતાં હતાં, ને ઘરને કીલકિલાટથી ભરી દેતાં હતાં. ખેડૂત હળને તૈયાર કરતો હતો, બળદ ચારો ખાઇને તૃપ્ત થઈ હળે જોડાવા તૈયાર થતા હતા, ભેંસો ચરવા જવા માટે ઉત્સુક થઇ ડોકાં હલાવી રહી હતી: ચારે કોર માણસોની પ્રવૃત્તિના અવાજો થઇ રહ્યા હતા.

પણ આજે અહીંઆં સૂનું સૂનું છે. એક પણ વાસણ ખખડતું નથી, એક પણ અવાજ આવતો નથી, કોઇનો પગરવ સંભળાતો નથી. બધું શાન્ત છે, ભયંકર સૂનકાર છે. નિર્જન એકાન્ત છે.

મનુષ્યોથી ભરેલાં, પ્રવૃત્તિઓથી ધમધમતાં, આનંદ અને સુખથી મઘમઘતાં ઘરોમાં આજે કોઇ નથી, કોઇ જ નથી. એકલાં ઘરો જનવિહોણાં, ઢોરવિહોણાં, આનન્દવિહોણાં, ઝાંખાં છે. ઘરની બાજુનાં ઝાડો સ્તબ્ધ બનીને ઘરોને પૂછી રહ્યાં છે, “આ શું થયું ? કેમ થયું ?”

ગંભીરતાથી ઘરો જવાબ આપી રહ્યાં છે: “આપણા માલિકો, બારડોલીના ખેડૂતો, દુ:ખના માર્યા, જુલમના માર્યા, ટેકને ખાતર બારડોલી છોડીને ચાલ્યા ગયા છે, આપણને છોડીને ચાલ્યા ગયા છે.

## ૨

# વખત આવવા દો

રાયમ હિજરતે ગયું તે પહેલાં થોડા દિવસ અગાઉ હું બારડોલી આવ્યો હતો. મેં કહ્યું: " ખુશાલભાઇ, રાયમના લોકો કેવા મક્કમ છે તે મારે જાણવું છે. "

ખુશાલભાઈએ રાયમના લોકોને બોલાવ્યા ને મારી સામે બેસાર્યા. બે પાંચ ડોસા હતા, પાંચ પંદર જુવાનો હતા.

મેં પૂછ્યું: " કાં ભાઇઓ, કેવાક મક્કમ છો ? હિજરત કરવાનો વખત આવશે ત્યારે બેસી રહેશો કે ચાલ્યા જશો ?"

જરા તેજ થઇ એક ડોસાએ કહ્યું: " બેસી કેમ રહેશે ? હુકમની વાર છે. હુકમ આવશે કે ' હિજરત કરો ' તે દિવસે ચાલી નીકળીશું ? "

મેં કહ્યું: " જોજો. બોલો છો તે ક્યાંક ખોટું ન પડે. "

એક જુવાને કહ્યું: " એમ ખોટું કેમ પડશે ? ઘડીના છઠ્ઠા ભાગમાં ગામ આખું ખાલી કરશું ને ચાલ્યા જઇશું. અમે કોઈ બીજા નથી, બારડોલીના ખેડૂતો છીએ. એક વાર વચને બંધાયા તે બંધાયા. "

મેં કહ્યું: " વારુ, વખત આવ્યે ખબર પડશે. "

એક જુવાનડે કહ્યું: " વખત આવવા દો ત્યારે. "

થોડાક દિવસ ગયા ને ૧૦ મી ઑકટોબર આવી. હુકમ છૂટયો ને ગામડે ગામડે ફરી વળ્યો. ગામે ગામથી ઉચાળા ભરાયા, અને રાયમે પણ ઉચાળા ભર્યા. રાયમ આખું હિજરત કરી ગયું. માત્ર પોલીસનું થાણું રહ્યું.

હમણાં જ હું રાયમ જઇ આવ્યો. રાયમ ખાલીખમ છે. પૂરેપૂરું હિજરતી છે.

મારા મનમાંથી ઉદ્દગારો નીકળી ગયા: " ખરા રાયમના જુવાનો. કહ્યા પ્રમાણે પળ્યા ખરા. "

## ૩

# હિજરત ! હિજરત !

ઑક્ટોબર મહિનાની ૧૦ મી તારીખ હતી. મધરાતે અજવાળાં ઊતર્યાં ને અંધારાં આવ્યાં. બારડોલી ઝબકીને જાગ્યું ને ઊભું થયું. હુકમ આવ્યો હતો: "આજે ને આજે, અત્યારે ને અત્યારે, અગિયારમી તારીખનું વહાણું વાય તે પહેલાં હિજરત કરો."

હિજરત ! હિજરત ! હિજરત !

ઘરમાંથી સામાન બહાર નીકળવા લાગ્યો, સેંકડો ગાડાંમાં સામાન નંખાવા લાગ્યો. ગાદલાં ને ગોદડાં, નાની મોટી તમામ ઘરવખરી ગાડાંમાં પડવા લાગી.

ભરેલાં ઘરો ખાલી થયાં, ને ખાલી ગાડાં ભરાયાં.

પટેલ ને પટલાણી ખાલી ઘરમાં ફરી વળ્યાં, ખૂણેખૂણો જોઇ વળ્યાં. હવે કશું નહોતું રહ્યું. રહ્યાં હતાં રાંધવાનાં બે હાંલ્લાં, સડી ગયેલી સાવરણી, જૂના થઇ ગયેલા બે જોડા, કાંદાનાં પાંચ ફોતરાં.

પટલાણીએ બાળક હાથમાં લીધું, પટેલે તાળું લીધું. ઘરમાંથી બહાર જવા તૈયાર થયાં. ફરી ફરીને વહાલા વાસમાં ફર્યાં, વર્ષોના સ્થાનમાં ફર્યાં, ફર્યાં અને બહાર આવ્યાં; બહાર આવ્યાં ને પાછાં અંદર પેઠાં. "મારું ઘર!" અહીંઆં નાનપણમાં રમ્યાં હતાં, અહીં પરણ્યાં ને પાંગર્યાં હતાં, અહીંઆં સુખદુઃખની અનેક વાતો કરી હતી. આ બધું છોડીને તેઓ જતાં હતાં. પટેલ ને પટલાણીએ જાણે અંતરથી ગૃહદેવને નમન કર્યું, ત્યાગ માટે માફી માગી ને માફી માગતાં નાં આંખનાં આંસુ લૂછયાં.

પટેલે દઢતાનો ખોંખારો માર્યો, પટલાણીએ સામે જોઇ સાક્ષી પૂરી. તાળું દીધું ને ઘરનો ત્યાગ કર્યો.

અંધારી કાળી રાત્રે ઘરબાર છોડીને પટેલ ને પટલાણી બાળક સાથે ચાલી નીકળ્યાં: એક હુકમે ચાલી નીકળ્યાં, વચનને કારણે ચાલી નીકળ્યાં, સ્વરાજને કારણે ચાલી નીકળ્યાં.

## ૪
## ઘરબારને છોડતાં

લીલી ધરતી સામે, જુવારના ને તૂલના પાક સામે જળભરી આંખે ખેડૂત જોઇ રહ્યો, પટલાણી જોઇ રહી, બાળક જોઇ રહ્યું.

ધીમે ધીમે ગાડું ચાલતું હતું. કેમ જાણે તેને પણ ઘર છોડીને જવું ન ગમતું હોય!

બળદને પણ મનમાં થતું હશે કે 'મેં ખેડેલી આ જમીન, મેં વાવેલી આ જમીન, કેમ કરીને છોડાય?'

ખેતર સાથે સાથે ગાડું ચાલી રહ્યું હતું. રસ્તો આગળ વધ્યો. પટેલનું અંતર પાછળ રહેવા લાગ્યું. ડોક ફેરવીને પટલાણી પોતાનો મોલ, મોંઘો મોલ જોતાં હતાં, હેતથી જોતાં હતાં, દુઃખથી ને દર્દથી જોતાં હતાં. અને જોવાની છેલ્લી ક્ષણોને આવતાં આંસુ રોકી સુધારી લેતાં હતાં.

હૈયું ચીરાતું હતું ને તેમાંથી ચીસ નીકળતી હતી—

"આ મારું ધન, આ મારી જમીન. મહામહેનતે મારા પૂર્વજોએ એ મેળવી હતી. ટાઢતડકો વેઠી ઘર આખાએ એને સાચવી હતી. હમણાં જ અમે એને ખેડી હતી, હમણાં જ તેમાં જુવાર ને તૂલ ઊગી નીકળ્યાં હતાં, હમણાં જ નજર નીચેથી તૂલને ફૂલ બેઠાં; ને જુવારને કણુસલાં આવ્યાં. આશા હતી, ઉમેદ હતી કે આ ખેતરનું ધાન્ય લણી લાવીશું ને વરસ આખું નિરાંતે ખાઇશું. આ તૂલમાંથી રૂ મળશે, અને પીંજી કાંતીને તેનાં કપડાં કરાવીશું; પણ કાળો કેર વર્તવા લાગ્યો, લોકો એક પછી એક હિજરત કરવા લાગ્યા ને અમે પણ આજે હવે ચાલ્યાં જઇએ છીએ. ઘરબાર છોડતાં આટલું કારી નહોતું લાગ્યું, મોંઘી જમીન ને તેથીયે મોંઘો હાથે ઉછેરેલો પાક છોડતાં હૈયું વલોવાઇ જાય છે."

# આ ર ડો લી ની હિ જ ર ત

ખેડૂતની આંખમાંથી સરસર આંસુ સરી પડયાં, અને પટલાણીના હૃદયમાંથી ધા નીકળી ગઈઃ "ભૂંડું થજો આ ગોઝારી ને હત્યારી સરકારનું. એને લીધે આજે અમે હિજરત કરીએ છીએ, એને લીધે કાલે અમે વનવન થઇ જઈશું."

ખેડૂતે આંસુ લૂછયાં. છાતી કઠણ કરી ઘર, ગામ અને સીમને છેલ્લા રામરામ કર્યા. હાથ જોડી મનમાં તે કરગર્યોઃ "રામરામ, માવડી, અમારાં સત્ હોય તો અમને હેમખેમ અને જીતેલાં પાછાં બોલાવજે."

## ૫

## સુનકાર

હું એક ગામમાંથી પસાર થયો. અહીંના લોકો હિજરત કરી ગયા હતા.

મેં ત્યાં જોયું, અત્યંત દુઃખ સાથે જોયું, સરતાં આંસુ સાથે જોયુંઃ અને તે શું જોયું ?

સર્વત્ર સૂનકાર હતું, ઘરો બંધ હતાં. માણસ નામે ફરકતું ન હતું. એકેય કૂતરું ભસતું નહોતું, કાળો કાગડોય ઊડતો નહોતો, બણબણવા એકાદ માખી પણ નહોતી રહી.

સર્વત્ર સૂનકાર હતુંઃ રસ્તાઓ ખાલી હતા; ગાગો ને ભેંસો, ગાડાં ને ઘોડાં કાંઇ જતું આવતું નહોતું. છોકરાંઓ રમતાં નહોતાં.

ત્યારે ત્યાં શું હતું ? હિજરત કરી ગયેલાં લોકોનાં છેલ્લાં છેલ્લાં પગલાનાં ચિહ્ન હતાં.

સર્વત્ર સૂનકાર હતો. પાદરને હવાડે એક પણ ગાય પાણી પીતી નહોતી, ગોંદરે એક પણ ભેંસ બેઠી નહોતી, અ બલીને છાંયે એક પણ છોકરું રમતું નહોતું. એકાદ બકરું પણ બેં બેં કરતું રખડવા રઝળવા નહોતું રહ્યું.

સર્વત્ર સૂનકાર હતો, ભયંકર હતું, ભેંકાર હતું. ત્યાં જોયેલું બારડોલીનું ગામડું ખાવા ધાતું હતું.

## ૬

## ખાલી ગામ કહે છે —

એકલાં ઊભેલાં ઘરોએ કહ્યું : "અમારા ઘરધણીઓ હિજરતે ગયા છે."

માળે ફરતી ઘંટીઓએ કહ્યું: "અમને ફેરવવાવાળીઓ હિજરતે ગઈ છે."

પાણિયારાં પરનાં ખાલી માટલાંઓએ કહ્યું: "અમને ભરનારીઓ હિજરતે ગઈ છે."

ચૂલા પાસેના બે હાંલ્લાઓએ કહ્યું: "અમને ચૂલે ચડાવનારીઓ હિજરતે ગઈ છે."

ખાલી પડેલી ખાટે કહ્યું: "બેસનારા હિજરતે ગયા છે."

ખીલીએ રહી ગયેલી માળાએ કહ્યું: "માજી પણ હિજરતે ગયાં છે."

ભૂલી જવાયેલી તમાકુની ડાબલીએ કહ્યું: "ડોસા પણ માજી સાથે ગયા છે."

ખાલી પડેલ દેવઘરે કહ્યું: "અમારા દેવો પણ હિજરતે ગયા છે."

એકાદ દુઃખી થતા પારણાએ કહ્યું: "અરેરે! મારું વહાલું બાળક પણ મા સાથે હિજરતે ગયું છે."

રસ્તાઓ કહે છે: "અહીં ચાલનાર હિજરતે ગયાં છે."

ફૂલો કહે છે: "અમને તોડનારાં હિજરતે ગયાં છે."

ઝાડો કહે છે: "અમારા પર ચઢનારાં હિજરતે ગયાં છે."

નદી કહે છે: "નાહનારાં અને પાણી ભરનારીઓ હિજરતે ગયાં છે."

સૌએ કહ્યું: "અમારાં સૌ હિજરતે ગયાં છે. અમને સૌને મૂકીને ગયાં છે. અમે અહીં એકલાં છીએ. સૂનાં છીએ, વીલાં છીએ. અમને પણ શું કામ ન લઈ ગયાં?"

## ૭

# ગામ ખાવા ધાય છે

હિજરત ! હિજરતનો મુલક ખાવા ધાય છે. હિજરતી લોકોનો મુલક ‘ આવો આવો ’ કહીને બોલાવે છે.

ભરેલું હતું તે બારડોલી ખાલી છે. ખાલી હતાં તે ગાયકવાડી ગામડાંનાં પાદરો ભરેલાં છે. ક્યાંય માણસો માતાં નથી. કેટલાં ય છોકરાંનો વધારો થયો છે. ઢોરનો તો જાણે મેળો થયો છે. ગામડે ગામડે જાણે લગ્ન હોય ને માણસ એકઠું થયું હોય ને આનંદ ને કલ્લોલ થઈ રહ્યો હોય એવું નવા વસેલા ગામડે ગામડે છે.

આ નવા પડેલા માંડવાને લોકો નામ આપવા લાગ્યા છેઃ સાતેમના માંડવાને નામ એક સીતાબાઇના નામ ઉપરથી ‘સીતાપુર’ પાડ્યું છે. વાઘેચના માંડવાને ‘ વાઘનગર ’નું નામ આપ્યું છે. કુરેલમાં પડેલ એક માંડવાનું તો કોઇ રંગીલા ખેડૂએ ‘ આઝાદ નગર ’ એવું નામ પાડ્યું છે.

હવે તો છાપાંમાં પણ સીતાપુર ને વાઘનગરની હકીકતો આવે છે. આ ગામો આજે વર્તમાનપત્રે ચઢ્યાં છે, ને કાલે ગાયકવાડની ભૂગોળમાં પણ ચઢશે.

વાર્તામાં કહેવાય છે કે રાજાના દુઃખે ગામલોક ઉચાળા ભરી ચાલી નીકળ્યાં. વાર્તા સાચી થઈ. આજે આપણે નજરોનજર જોઇએ છીએ કે નવાં ગામ કેમ વસે છે ને નવાં નામ કેમ પડે છે. ઇતિહાસના અભ્યાસીઓ, ભૂગોળના શોખીનો, પુરાતત્ત્વના પ્રેમીઓ, આવો અને સાંભળો એક એક માંડવાની ઐતિહાસિક કથા; નોંધો એની ભૌગોલિક સ્થિતિ, ને અભ્યાસ કરો નવા આવાસનો, નવી રચનાનો.

## ૮

# અરેરે ! બિચારાં રહી ગયાં

**બીજા** ગામમાંથી નીકળ્યો. લોકો હિજરતે ગયા હતા; પણ કોઇ કોઇ રહી ગયું હતું.

રહી ગયો હતો એક ભૂખલ વાણિયો. વ્યાજખાઉ ને ખુશામતિયો. ખટપટીઓ ને ખેવાન. લાગતો હતો ભૂંડો ભૂખ જેવો. કેમ જાણે ભૂતખાનાનો એકાદ ભૂત ન હોય !

રહી ગયો હતો એક બેઇજ્જત ખેડૂત. ભરી દીધું હતું તેણે મહેસૂલ. મોઢું સંતાડતો હતો. મૂંગો મૂંગો પણ માફી માગતો હતો, ધરતી પાસે માગ માગતો હતો. ખેડૂત હતો એટલે એટલી તો શરમ હતી જ.

રહી ગયો હતો એક નિશાળનો મહેતાજી. એને જોઇને દયા આવતી હતી. એ છોકરાને ભણાવતો હતો.

વળી રહી ગયો હતો એક કાળી ચામડીનો સિપાઇ. પેટ ભરવા બિચારો ત્યાં પડયો હતો, કેમ જાણે શ્મશાન સાચવવા ન બેઠો હોય !

રહી ગયો હતો એક સરકારી પટેલ. મનમાં મુંઝાતો હતો, દેશદ્રોહે બળતો હતો, પણ નોકરીનો તે દાસ હતો.

રહી ગયું હતું તેનું એક કાળું કૂતરું. સાથ વિનાનું બિચારું ઝૂરતું હતું. માલિકને તે શાપ દેતું હતું.

રહી ગયું હતું બેવકૂફ ને બેવકૂફ એક ગધેડું. ગંદો ઉકરડો તેને વહાલો લાગ્યો ને પવિત્ર હિજરત તેને કડવી લાગી !

૯

# રાક્ષસનું ગામ

વાર્તાઓમાં વાંચ્યું હતું: "બે રાજકુમારો એક ગામમાં પેઠા. મહોલ્લે મહોલ્લે ને શેરીએ શેરીએ ફર્યા, પણ એક પણ માણસ ન મળ્યો, એક પણ પશુ ન મળ્યું, એક પણ કૂતરું ન મળ્યું, એક પણ પંખી ન દેખાયું. એક માખી કે મચ્છરે નહોતું. રાજકુંવરો અચંબો પામ્યા. આ ખાસાં મઝાનાં ઘર ઉભેલાં છે, સારા રસ્તા છે, ઘોડા ને બળદ બાંધવાની જગ્યા છે, કૂવા ને હવાડા છે, ફરવા હરવાનાં ઠેકાણાં છે અને છતાં અહીં એકેય માણસ કેમ નથી ? આ તે શું જાદુપુરી હશે કે રાક્ષસપુરી હશે ? કે શું હશે ? કુંવરો ત્યાં રાત રહ્યા ને ખબર પડી કે આ ગામ તો રાક્ષસનું છે. પહેલાં અહીં વસ્તી હતી. સુખેથી લોકો રહેતા ને મઝા કરતા. કોઈ જાતની ચિન્તા નહોતી; પણ એક વાર કોણ જાણે ક્યાંથી કાળમુખો રાક્ષસ આવ્યો અને વસ્તીને ભરખવા લાગ્યો. ધનમાલ લૂંટી લેવા લાગ્યો, બહેનદીકરીની આબરૂ ઉપર હાથ નાખવા લાગ્યો. વસ્તી ત્રાહ્ય ત્રાહ્ય પોકારી રહી અને એક દિવસ ઉચાળો ભરી નાસી ગઈ. ઢોરઢાંખર, માલમિલકત, બૈરાંછોકરાં: બધું લઈને નાસી ગઈ !

બારડોલીનાં કેટલાંક ગામડાંઓ જઈને જુઓ તો ખબર પડશે કે આવાં પરીઓની વાતોનાં ગામડાંઓ બારડોલીમાં આજે છે. રાક્ષસોના ત્રાસે અહીંથી પણ લોકો હિજરત કરીને ચાલ્યા ગયા છે. આજે તો એ પરીઓની વાતો પણ સાચી પડવા લાગી છે.

## ૧૦
## શેઠજી

"આ વાણિયાનું તે શું કરવું ? અંકોડો મટયો જ નહિ. ગામ આખા ગે હિજરત કરી, પણ એક વાણિયો રહ્યો છે."

"કેમ શેઠ! ખાલી નથી કરવું ?"

વાણિયાએ મોં મલકાવી જવાબ આપ્યો: "અમે બીનખાતેદાર છીએ."

"પણ આ તમારા ભાઇઓનાં દુ:ખ સાથે તમે ખરા કે નહિ ?"

વાણિયાએ દાંત કાઢી, હેં હેં હેં કરી વાત ઉડાવી.

*

બીજા ગામમાં એક બીજા વાણિયાને પૂછયું: "કેમ શેઠજી, તમે અહીં કેમ ? હિજરતમાં ગયા નથી ?"

શેઠે કપાળે કરચલી પાડી કહ્યું: "પણ મેં તો કીસ ભરી દીધી છે."

"પણ તમે ભરી શું કામ ? જાણતા નહોતા કે સરકાર સાથે લડાઇ ઊઠવાની છે ?"

વાણિયાએ દાંત કાઢી હેં હેં હેં કરી વાત ઉડાવી.

## ૧૧
## ધોળા ઉંદર !

બોરીઆના માંડવામાં ફરતાં ફરતાં મારા એક મિત્રે એક બાઈને પૂછયું: "તમે અહીં કેમ ચાલ્યાં આવ્યાં છો ?"

આ સવાલ અમે જેને ને તેને પૂછતાં હતાં, એટલા માટે કે લોકહૃદય અમે બરાબર સમજી શકીએ.

બાઇએ સહેજ હસીને કહ્યું: "એ તો ખેતરમાં ધોળા ઉંદર પડયા તેથી !"

સરકારી ત્રાસને લોકો ઘણી ઘણી રીતે વર્ણવે છે: કોઇ કહે છે, 'પ્લેગ આવ્યો છે;' કોઇ કહે છે, "કાગળિયું આવ્યું છે" વગેરે વગેરે.

## ૧૨

# ઠરવા નહિ દે—
# કોણ ? કોને ?

સુપાથી પૂર્ણા નદી ઊતરી કુરેલ જતો હતો. પૂર્ણાને આ કાંઠે સરકારી સુપા છે, ને સામે કાંઠે ગાયકવાડી કુરેલ છે. સુપા ગામ ખાલીખમ થઈને કુરેલમાં માંડવા નાખી પડેલું છે.

પૂર્ણા નદી ઊતરતાં ઊતરતાં એક ડોસી ઉપર નજર પડી. માજીને પૂછ્યુંઃ “ માજી, તમે પણ હિજરતમાં ગયેલાં કે ? ”

“ હા, હું પણ ગયેલી રતો. ”

“ એમ, તમે પણ ગયાં છો ? ”

“ સરકાર ઠરવા નહિ દે તે ? ”

માજીનો ઉત્તર સાંભળી હું મનમાં સમસમી રહ્યો. માણસે માણસને કેટલી હલાકી પહોંચી રહી છે ! કેટલું દુઃખ પડી રહ્યું છે !

મને થયુંઃ “ શું સાચે જ સરકાર ઠરવા નહિ દે ? ” મનમાંથી જવાબ આવ્યો, કોણ જાણે, પણ આ ડોશી તો સરકારને ઠરવા નહિ દે ! ”

## ૧૩

# જંગલમાં મંગળ

એક રળિયામણી સાંજે અમે સાતેમથી હિજરત કરી ગયેલા એક માંડવે પહોંચ્યાં. સંધ્યાનો સમય હતો. પશ્ચિમના આકાશના ઘેરા અંધારા નીચે સરી જતી લાલ લાલ રેખાઓ દેખાતી હતી. એક તારો તેના ઉપર ચળકવા મંડયો હતો.

આછા અજવાળે અમે માંડવામાં ફર્યાં. પુરુષો ને સ્ત્રીઓનાં દર્શન કર્યાં, બાળકોને નિહાળ્યાં.

ચૂલે ચૂલે રસોઇ થઇ રહી હતી, રોટલા ઘડાઇ રહ્યા હતા, દાળ ઊકળી રહી હતી. માંડવા બહાર ભેંસો દો'વાતી હતી, અને ઝણુ ઝણુ એમ દૂધની શેઢો તાંબડીમાં પડતી હતી. માંડવામાં હરિકેન ફાનસની આછી જ્યોત અંદર બહારનો અંધકાર ચોખ્ખે-ચોખ્ખો બતાવતી હતી.

માંડવામાં ફર્યાં, હાલત જોઈ જાણી અને માંડવા બહાર ગોઠવાયેલી સભામાં આવ્યાં. સભા શરૂ થઇ એટલામાં એકેએક ભાઈ, એકેએક બહેન ને એકેએક બાળક આવી પહોંચ્યું હતું. એક મોટું લૂગડું પાથર્યું હતું. તે ઉપર અમારે માટે ગોદડાંની ગાદીઓ બિછાવી હતી. તેમને મન અમે અતિથિરૂપ હતા!

સામે બેઠેલી બહેનોએ ગાયું:

**" આજની ઘડી રળિયામણી હોજી રે,**
**મહેમાન આવ્યાની વધામણી હોજી રે. "**

ભાઇઓ અને બહેનો, ગામ ગામનાં ને ઠામ ઠામનાં, આ માતાઓ અને પિતાઓ હિજરતી માંડવાઓની પાદર સભા ભરી અમારો સત્કાર કરતાં હતાં; અને ઉત્સાહ ને પ્રેમનો સંદેશો સાંભળવા આતુર હતાં. સરદારના સમાચાર સાંભળવા, બાપુજીની તબિયતના સમાચાર જાણવા તેઓ તલપાપડ થઈ રહ્યાં હતાં.

આવું દશ્ય ભાગ્યે જ જોવામાં આવે છે. ઘરબાર છોડીને બહારવટે નીકળેલા, સીમમાં પડેલા, જંગલમાં મંગળ કરતા લોકોનો પ્રેમસત્કાર પામવાનું ભાગ્ય પણ વિધાતા બધાને નથી આપતી !

જે સીમમાં રાતે જંગલી જનાવરો ને ઝેરી પ્રાણીઓ રહેતાં હતાં, ઘુવડ ચીબરીના અવાજથી જે સીમ ભયંકર લાગતી હતી, તે સીમ આજે સત્કારનાં ને યુદ્ધનાં ગીતોથી ગાજતી હતી.

અમસ્તા તો લગ્નમાં કે વરામાં કે તમાશા માટે જ ભેગ થતાં લોકો આજે એક સમુદાયનાં થઇને, એક મનનાં થઇને, અંતર મોકળાં મૂકીને અમને વધાવી રહ્યાં હતાં. પણ અમારી લાયકાત શી હતી? લાયક તો તેઓ જ હતાં, ને લાયકાત પણ તેમની જ હતી. તેમણે ત્યાગ કર્યો ને અમે જોવા ગયાં. તેઓ સહેતાં હતાં ને અમે તેમની કહાણી સાંભળવા ગયાં હતાં. તેઓ સ્વરાજનો યજ્ઞ કરતાં હતાં, ને અમે માત્ર યજ્ઞ તાપવા ગયાં હતાં. તેઓ મુક્તિની સાધના કરતાં હતાં ને અમે કદાચ તેમાં ભંગ પાડવા ગયાં હતાં. અમારા સત્કાર માટે અમે લાયક નહોતા.

સત્કાર અને યુદ્ધગાનો પૂરાં થયાં ને ખબરઅંતર પૂછાઇ. યુદ્ધના ખબરો અપાયા, સરદાર છૂટશે તેના ને બાપુજીની સારી તબિયતના સમાચાર દીધા. વિયોગમાં પડેલા લોકોએ ભાવપૂર્ણ અંતરથી તે ઝીલ્યાં, આનન્દિત બનીને મળ્યા, અને ઝીલતાં ઝીલતાં ઉત્સાહ ને પ્રેરણા તેમનાં અંતરમાં સંચર્યા.

અમે ઊઠતાં હતાં, પણ હજી અમારી મહેમાની અધૂરી હતી. શેઢકઢાં દૂધ, સાકર–એલચીભર્યાં અમારી સામે આવ્યાં અને ભાવથી મળેલાં દૂધને અમે અમૃત જેમ પી ગયાં.

ઊંચે આકાશ ને નીચે માત્ર ધરતી. ચોમેર વગડો ને સહરાના રણમાં જેમ એકાદ લીલી વાડી હોય તેમ એ બધાંની વચ્ચે આ હિજરતી માંડવો સાચે જ એક મંગળ મહેલ હતો.

'આવજો, આવજો' કહીને અમને વિદાય આપી.

## ૧૪
## ઘર ત્યજ્યું, બાર તજ્યું

સુંદર હવેલી જેવું ઘર જોઇને અમે મોટર ઊભી રાખી. ઊતરીને ઘરમાં ગયા. ઘર ખાલી હતું. ચારે કોર હનુમાન હડીઓ કાઢતા હતા.

મણિ ખુશાલે અમને પૂછ્યું: "કેમ ભાઈઓ, હું કામ છે ?"

અમે કહ્યું: "અમે હિજરતનો મુલક જોવા આવ્યા છીએ."

મણિ ખુશાલે કહ્યું: "આ જુઓને, બધો હિજરતનો મુલક. છે કોઇ ગામમાં માણસની જાત ?"

"ત્યારે તમે હિજરતમાં ગયાં નથી ?"

"ગયાં છીએસ્તો. અમે હૈ ગયલાં."

"ત્યારે અહીંઆં કયાંથી ?"

"આ ઘર સાફ સુફ કરવા આવ્યાં છીએ. હાંઝે ગાયકવાડીમાં ચાલી જઇહું."

"આ ઘર કેટલી કિંમતનાં હશે બહેન ?"

"ઓહેજસ્તો પાંત્રીશેક હજારનાં."

"તમારે મહેસૂલ કેટલું ભરવાનું હતું ?"

"બસો રૂપિયાનું."

"અને સીમમાં તમારે ખેડ છે કે ?"

"હોવેસ્તો. ખેડ પણ છે."

હું વિચાર કરવા લાગ્યો: ખેડૂતે ધાર્યું હોત તો બસો રૂપિયાનું મહેસૂલ ભરતાં કેટલી વાર લાગત ? સીમની જમીનનો ધણી ને પાંત્રીસ હજારના ઘરનો ધણી મહેસૂલની ચોરીએ નહોતો ભાગ્યો, પણ સરકારના અન્યાયે ભાગ્યો હતો. બસો રૂપિયા ન આપવા એટલે રૂપિયા બચાવવા નહિ, પરંતુ ઇજ્જત બચાવવી, તાબે ન થવું, અણુનમ રહેવું.

મણિ ખુશાલને જય જય કરી અમે ચાલી નીકળ્યાં.

## ૧૫
## " શુરૂ હુવા હૈ જંગ હમારા "

એક દિવસ હું સીસોદરા ગયો. જોયું તો સભા ચાલતી હતી. કોઇ ગવરાવતું હતું:

**" શરૂ હુવા હૈ જંગ હમારા**
**શુરૂ હુવા હૈ જંગ ! "**

બાળકો અને પુરુષો ગીત ઝીલતાં હતાં. દૂરથી બે ત્રણ ડોસાઓ ઉપર મારી નજર પડી. તેઓ પણ દાંત વિનાનાં મોઢાંથી અને ઘરડા ખોખલા રાગે ઝીલતા હતાઃ

**" શુરૂ હુવા હૈ જંગ હમારા**
**શુરૂ હુવા હૈ જંગ ! "**

તેઓ ઝીલતા હતા અને ટટાર થતા જતા હતા.

મને થયુંઃ કેટલું સુંદર દશ્ય ! સાઠ સિત્તેર એંશી વર્ષના ડોસાઓ કેવી લહેજતથી પોતે આદરેલા જંગનું ગાન હોંશે હોંશે ગાય છે. છેક નાનાં બાળકોને અને ડોસાઓને ઉત્સાહભેર ગાતા જોઇ, સાચે જ જો સરકાર અહીં હાજર હોય તો તેનું કાળજું ફાટી જાય. તેને થઈ જાય કે " બાળકથી માંડી ડોસા સુધી જાગેલી પ્રજાને હવે દબાવી નહિ શકાય, " ? એવું પેલો ભાષણ આપનારો બોલતો હતો, તે અક્ષરસઃ સાચું લાગે છે.

ખરું કહું છું, મને તેમાં જરા પણ અતિશયોક્તિ ન લાગી. કોઇ પણ માણસ તે ઉત્સાહી ડોસાને જોઇ જાય અને ખાતરી કરે.

૨

સભા વીખરાઇ ગઇ ને દાણો દબાવી જોવાના હેતુથી તે ત્રણ ડોસાઓમાંથી એક એંશી વર્ષના ડોસાને મેં કહ્યુંઃ " ડોસા, આ ઘરડે ઘડપણ ૮૦ વર્ષે બહુ દુઃખ પડયું ? "

ડોસાએ તડ દઇને જવાબ આપ્યોઃ " અરે, હજી કયાં માર ને ધક્કા ખાધા છે ?

"પણ ધક્કાનો વખત આવે તો તમે તો ડોસા છો, ડરી જવાના કેમ !"

"ડરશે શું ! ગામ બધું હિજરત કરીને આવ્યું, પણ હું તો એકલો વાડીમાં પડી રહ્યો હતો, બીધા વગર. મારું ડોસાનું શું લૂંટી જવાના હતા? ને માર્યો હોત તો માર પણ ખવાતે. અહિંસાનો ધર્મ લીધો એટલે બધુંય સહેવાનું."

મનમાં ને મનમાં હું ડોસાને અભિનંદન આપતો હતો અને કહેતો હતો: "ડોસા! 'શુરૂ હુઆ હૈ જંગ હમારા' તમે વાજબી ગાતા હતા. તમને ગાવાનો હક્ક છે. તમને, ઘરબાર છોડીને અહીં આવેલાં બહાદુર નરનારીઓને અને બાળકોને સુદ્ધાં ગાવાનો હક્ક છે."

"શુરૂ હુઆ હૈ જંગ હમારા
શુરૂ હુઆ હૈ જંગ."

ગાઓ ને ઝુકાવો જંગમાં. આ શરૂ કરેલા જંગનો અંત તમેજ, બારડોલીના બહાદુર ખેડૂતો જ આણશો !!

## ૩

પેલા ત્રણ ડોસામાંથી એક ડોસાએ પૂછ્યું: "કેમ ભાઈ, ફરી વાર આવવાના કે?"

મેં કહ્યું: "કોણ જાણે વળી ભગવાન મોકલે ત્યારે આવીશું."

ડોસાએ હેત આણી કહ્યું: "જોજો, હવે આવો ત્યારે અમારા મહેમાન થજો. અમારા હિજરતી માંડવાના." એક માંડવા સામે આંગળી બતાવી તેણે કહ્યું: "પેલો અમારો મ્હેલ."

ડોસો કહેતો હતો ને ખુશ થતો હતો. 'મહેલ' શબ્દ બોલતાં તેનો મર્મ ને વિનોદ સ્પષ્ટ હતો.

મેં કહ્યું: " ભાભા ! ત્યારે હવે બીજી વાર તમારા મહેમાન થઈશું. ડખુ ને રોટલા તમારે ત્યાં જમીશું."

ડોસાએ કહ્યું: " અહીં જંગલમાં જે મળશે તે ખવડાવીશું, પણ તમે તો અમારા, એટલે અમારા માંડવામાં જ ઊતરજો ને અહીં જ રાત રહેજો."

મનને થયું, ફરીવાર આ હેતાળ, પ્રેમાળ બુઢ્ઢા બહારવટિયાની મહેમાનગતિ ચાખવાનું ભાગ્ય મળે તો કેવું સારું !

## ૧૬
## માંડવાનાં છોકરાં

કુરેલના માંડવાનાં છોકરાં અમારી આસપાસ વિંટળાઈ વળ્યાં. ચકચતી આંખોવાળાં, ભરાવદાર શરીરવાળાં, ને તમતમતાં ગાલવાળાં.

અમે પૂછ્યું: " કેમ, ભણવા જાઓ છો કે ?"

" ભણવા ક્યાં જવાનું. નિશાળ તો એ પેલા સુપામાં રહી, એ ખાલી પડી." છોકરાં ખુશમિજાજથી બોલતાં હતાં.

ફરી વાર પૂછ્યું: " અહીંઆં શું ભણો છો ?"

છોકરાં વિચાર કરતાં હતાં એટલામાં કોઇ કહેતું ભાસ્યું: " બધું ભણતર અહીંઆં જ છે ને ? સ્વરાજ માટે હિજરત કરવી, માંડવામાં રહેવું, એ જ મોટું ભણતર છે ને ?"

મારા મનમાં વિચાર આવ્યો: શું છોકરાંઓ જીવનની સાચી નિશાળમાં નથી ? દેશપ્રીતિનું, હિજરતનું, સ્વાતંત્ર્યનું શિક્ષણ આથી બીજી કઈ વિદ્યાપીઠ આપી શકે તેમ છે ? અને બાળકોએ તો તે દિવસે જ સ્વાતંત્ર્ય મેળવી લીધું છે કે જે દિવસે તેઓ સુપા છોડી કુરેલ આવ્યાં.

છોકરાંઓને અમે એક બે ગીતો ગવરાવ્યાં. તેમણે તે હોંશથી ગાયાં. તેમનો ફોટો લીધો ને અમે રવાના થયાં.

## ૧૭
# ધન્ય ધન્ય તે માતા !

સાંજ થવાને હજી થોડી વાર હતી. નાની સરખી સભામાં સ્ત્રીઓ ને પુરુષો આવ્યાં હતાં. બહેનોનાં ટોળાંમાં એક ડોશીમા બેઠાં હતાં. એક ભાઇએ ઓળખાણુ કરાવ્યું:

"જુઓ, આ પેલાં ડોશીમા વિઠ્ઠલભાઇનાં માતુશ્રી. પેલા વિઠ્ઠલભાઇ, ખજૂરાં કાપતાં ખજૂરી પડવાથી ભોગ થઇ પડયા હતા તે."

યાદ આવ્યું: "હા, વર્તમાનપત્રોમાં વાંચ્યું હતું, કોઈ વિઠ્ઠલ-ભાઇ સ્વરાજ કારણે શહીદ થયા."

માતુશ્રીની સામે મેં જોયું. પોતાના વહાલા જુવાનજોધ પુત્રને જાણે ફરી ફરીને આંખ આગળ કરતાં હોય અને તેને નિહાળીને ફરી ફરીને આશ્વાસન અને હિમ્મત લેતાં હોય તેવી પ્રેમાળ અને દૃઢ રેખાઓ માજીના મોં ઉપર દેખાઈ. અંતર ગદ્ગદિત થઇ ગયું. મનમાં થયું કે લડતમાં પોતાના પુત્રને ખોઇને બેઠેલી માતાઓ પણ છે. હજી હિમ્મતથી લડત લડતી ને પાછળ ન હઠતી માતા પણ છે. માજી બ્રિટિશમાંથી હિજરત કરીને આવ્યાં હતાં. દીકરો તો ખોયો જ હતો ને ઘરબાર અને વાડીવજીફા ખોઇને આવ્યાં હતાં. લડતમાં સર્વસ્વ હોમીને આવ્યાં કહેવાય ને !

મારુ અન્તર માજીને વારંવાર નમતું હતું. આંખમાં આવતાં આંસુ હું પ્રયત્નથી ખાળી રહ્યો હતો. મને થયું, "ધન્ય ભાગ્ય મારા કે હું બારડોલી જોવા નીકળ્યો. આવું તીર્થધામ કયાંથી મળત ?"

કોઈએ કહ્યું: "જાણો છો, વિઠ્ઠલભાઇ ગયા ને પછી આઠ દિવસે બાપુજી માજી પાસે ખરખરે આવ્યા. માજીએ ઘરને તોરણો બાંધી બાપુજીને આવકાર આપ્યો હતો. માજીએ કહેલું: "બાપુ જેવા મહાત્મા મારે ત્યાં આવે ત્યારે શોક શેનો ? વિઠ્ઠલને તો મેં દેશને આપી દીધો હતો. હવે એનો અફસોસ શો ?"

માજી ! મારાં તને સાષ્ટાંગ દંડવત્ વંદન છે.

## ૧૮

# શું કામ હેરાન થાઓ છો ?

નેવું વર્ષના એક ડોસાને પૂછ્યું : " હિજરત કરી શું કામ હેરાન થાઓ છો ?"

ડોસાએ ખોંખારીને જવાબ આપ્યો: " બાપા, સતને કારણે. "

સાઠ વર્ષની ડોસીને પૂછ્યું: "માડી, શું કામ હેરાન થાઓ છો ?"

માજીએ મોં મલકાવી કહ્યું: " બાપા, ટેકને કારણે. "

મૂછવાળા જવાનને પૂછ્યું: "અલ્યાઓ, શું કામ હેરાન થાઓ છો ?"

મૂછ મરડીને કહ્યું: " સ્વરાજ લેવા માટે. "

કૂદતા વાનરને પૂછ્યું: " એઈ, શું કામ હેરાન થાઓ છો ? "

છલંગ મારી જવાબ આપ્યો : " ઇન્કીલાબ ઝિન્દાબાદ, ગાંધીજીકી જય, સરદારકી જય."

દરેકના મનમાંથી આવા જવાબો નીકળી રહ્યા હતા.

## ૧૯

## " શું દુઃખ છે ? "

શિકેર ગામનાં એક બહેન ઊભાં હતાં. કાછડો વાળ્યો હતો. આંખમાં તેજ હતું. મોં ઉપર ભાર હતો.

"કેમ બહેન, રસોડું તમારું કે ?"

"હોવે."

"અત્યારે શું જમશો ?"

"ડખુ ને રોટલા. જમવા આવશો કે ?"

"બહેન, રૂપાળાં ઘરબાર છોડીને અહીંઆં પડયાં છો તે દુઃખ નથી લાગતું ?"

બહેને જરા હસીને કહ્યું: "બાપુજી બિચારા જેલમાં છે ને આપણે અહીં શું દુઃખ છે ?"

મને થયું, ભલે બાપુજી જેલમાં પુરાયા. જેલમાં પુરાયા ન હોત તો શિકેરની બહેનો કોનો દાખલો આપત ?

## ૨૦

## ઘાટાના માંડવામાં

ઘાટાના એક માંડવા પાસે અળવીનો ક્યારો જોઇ કોઇને પૂછ્યુંઃ " તમે તો જમાવ્યું. આ અળવી પણ નાખી દીધી ! "

" તે હવે તો અહીં રહેવાનાં; તે અળવી ખાવા જોઇને ? "

બાજુથી એક જુવાને આવી કહ્યું: " તે અહીં તો વરસ બે વરસ જવાનાં. અમે તો અમારે છાપરે પતરાં નાખવાના છીએ, માથે ચોમાસું આવે છે. "

અમારામાંના એક ભાઇએ કહ્યું: " જો, પેલો માંડવો નીચાણમાં છે તે પેલા ટેકરા ઉપર જોઇએ. "

પાસે ઉભેલી એક બાઇએ કહ્યુંઃ " તે ત્યાં જ અમે ફેરવી નાખવાનાં છીએ, ચોમાસામાં હરકત ન પડે ! "

મેં કહ્યું: " આ છોકરાં રઝળશે ને નિશાળ વિનાનાં રહેશે તેનું શું ? "

" તે નિશાળ હૌ કરશું. જ્યાં રહીશું ત્યાં બધુંય કરશું. આ રાંધી ખાવાનું ને ઢોરઢાંખરનું કર્યું એટલે પછી બધુંય થવાનું. "

" ત્યારે તમને તમારાં ઘરો સાંભરે છે કે નહિ ? "

" તે સાંભરેય ને નયે સાંભરે. હવે શાના સંભારીએ ? એવી માયા હોત તો ત્યાં જ રહેત ને ? "

એક ડોશીએ જરા કકળીને કહ્યુંઃ " જેને માયા લાગી હતી તેવા તો રહેલા જ છે ને. મુઆ પેલાઓ ! "

## ૨૧
## " અમારા કોઠાર તો જમીનમાં છે "

માંડવાની બાજુમાં ઉભેલા એક ભાઇને પૂછ્યું: " તમે સૌ હિજરત કરી આવેલાં ? "

તેણે કહ્યું: " ના રે, અમે તો ગાયકવાડી છીએ. આ માંડવામાં અમારાં સગાં રહે છે. "

" તે માંડવામાં તમારાં સગાં રહે ને તમે ઘરમાં રહો છો ? "

તેણે કહ્યું: " એમ તે કેમ બને ? ચાલો, મારું ઘર બતાવું. "

અમે તેને ઘેર ગયા. એક ઘરમાં ત્રણ ચૂલા ચાલતા હતા. ત્રણ કુટુમ્બોને તો તેણે પોતાના ઘરમાં સમાસ આપ્યો હતો. બાકીના મહેમાનો માંડવામાં વસતા હતા.

મેં કહ્યું: " હં, હવે તમારી મહેમાનગતિ સાચી."

મેં આગળ વધારે પૂછ્યું: " પણ એ લોકોના દાણા ખૂટશે ત્યારે શું કરશો ? "

" ત્યારે થાય શું વળી ? આ અમારી કોઠીઓમાં દાણા છે ત્યાં સુધી ખાઇશું ને પછી ખેડૂતના દીકરા છીએ તે ભેગા ખેડી ખાઇશું. એમ નહિ તો જમીનનો થોડો કટકો નોખો કાઢી આપશું."

મેં કહ્યું: " પણ એવું તે કેટલા દિવસ ચાલશે ? કંટાળશો નહિ ? "

" ખેડૂતનો દીકરો ન કંટાળે. અમારા કોઠાર તો જમીનમાં છે, ને હાથ સાબૂત છે ત્યાં સુધી તે ભરેલા છે. વાણિયો મહેમાનને પૂરા ત્રણ દિવસ ન સંઘરે, પણ ખેડૂતની વાત નોખી. "

અમારા સૌનાં મનમાં થયું: " હવે બારડોલીનો ખેડૂત નિર્ભય છે. "

ડાહ્યા લોકો કહે છે કે, એ ગાંડાઓ કેટલા દિવસ ટકશે ? ચાર દિનું ચાંદરણું છે. પણ એ કહેવાતા ' ગાંડા ' લોકોએ મારા મનને ખાતરી આપી કે ટકશે તો ખરા જ. પણ વખતે ટકી પણ જાય. વખતે બ્રિટિશ હદના મટી ગાયકવાડીના પણ થઇ જાય !

૨૨

## મહેસૂલ આપવું છે કે નહિ?

"કેમ ડોસાજી, મહેસૂલ આપવું છે કે?"

"મહેસુલ વળી શેનું?"

"કેમ નથી આપવું?"

"નહિ સ્તો."

"કેદમાં પૂરવામાં આવશે."

"તો પૂરી દોને! હવે બીજું કામ શું છે?"

*

"કેમ ડોસા, માનવું છે કે? દોઢ દિવસ કેદમાં રહ્યા તોયે પાંસરા ન થયા કે?"

"અરે! દોઢ વરસ રાખોને, મહેસૂલ નહિ મળે!"

*

"ત્યારે ફરી વાર અહીં આવશો કે?"

"હોવે, આવવાનોસ્તો. આ મારું ઘાસ છે તે કાપવા આવવાનો ને લઈ જવાનો"

"એમ? ડોસા, યાદ રાખજો. આખરે મહેસૂલ ભરવું પડશે."

"આ હાથે તો નહિ ભરું."

"ઠીક ડોસા, ખિસ્સામાં શું છે?"

"એમાં પાંચ રૂપિયા છે."

"તે મહેસૂલ પેટે દઈશ કે નહિ?"

"તે હાથે કરીને શાનો દઉં? લૂંટી લ્યો."

ડોસાના પાંચ રૂપિયા તેર આના લઈ લેવામાં આવ્યા, પણ ડોસે હાથે કરીને ન આપ્યા.

ડોસો સાઠ વર્ષનો છે. હિજરતમાં ગયેલો છે.

## ૨૩
## બોરિયાનાં કુંવરબહેન

અલુ બોરિયાનો માંડવો જોતા હતા. કુંવરબહેન નામે એક પટલાણી છે. તે પણ હિજરતી છે. કુંવરબહેનને પૂછયું: "કેમ બહેન, અહીંઆં કયાં સુધી રહેશો ?"

"કયાં સુધી કેમ વળી ? બાપુ છૂટશે ત્યાં સુધી !"

"પણ ચાર પાંચ વર્ષ રહેવું પડશે તો ?"

"તો રહીશું વળી. બાપુજી ઘેરાયેલા તો આપણે પણ ઘેરાયેલા."

"હિમ્મત તો નહિ હારો ને ?"

"હિમ્મત હારવાના હોત તો વળી અહીં આવીએ શું કામ ?" આવી કુંવરબહેનો તો કેટલીયે પડી છે.

મને લાગ્યું: આ કુંવરબહેનો જ બારડોલીની લડત જીતાડશે.

*

કુંવરબહેનને એક બીજા ભાઇએ પૂછયું:

"આ કોની સામે લડો છો ?"

"કોની સામે કેમ, સરકારની સામે."

"શું કામ લડો છો ?"

"તો શું કરે ? અમારા બાપુને કેદમાં શું લેવા પૂર્યા ?"

"તે તમનેય વળી લડતાં આવડે છે ?"

"નહિ કેમ ? ત્રણ મહિના પિકેટીંગમાં હતી. સુરતને ને બારડોલીને લડતાં કેમ ન આવડે ?"

પૂછનાર ભાઇ દીંગ થઇ ગયા. હું પણ મનમાં વિચાર કરી રહ્યો, આ બાપુની લડતે તો ભારે કરી. સ્ત્રીઓમાં પણ કાંઇ અજબ ચેતન આવ્યું.

યરોડામાં બેઠેલા બાપુ ! તેં તો ભારે જગાવી !

## ૨૪

## પાછા નહિ હઠશું

રાનીપરજના ધાટા મુકામે પહોંચ્યાં. ત્યાં સુંદર મઝાનો માંડવો છે. લોકો જાણે જંગલમાં ઘણા વખતથી વસી રહેલા છે એવું જ કોઇને લાગે.

માંડવાના એક ભાગમાં ગયા. ખાટલા ઉપર એક વૃદ્ધ માજી બેઠાં હતાં.

"કેમ માજી, સુખ ભોગવવા આવ્યાં છો કે ?" મેં પૂછ્યું.

માજીએ જરા હસીને કહ્યું: "સુખ તો કેમ કહેવાય, દુઃખ ભોગવવા આવ્યાં છીએ."

મેં પૂછ્યું: "શું કામ દુઃખ ભોગવવા આવ્યાં ?"

માજી કહે: "એ તો દુઃખ ભોગવશું ત્યારે જ સુખ મળશે ને ? અને વળી સુખ ને દુઃખ અમારે તો બધું સરખું. દેશ આખાને આવડું મોટું દુઃખ પડયું છે ત્યાં અમારું દુઃખ શું હિસાબમાં ?"

"પણ માજી, અહીં ભાગીને કેમ આવ્યાં છો ?"

"સરકાર માર મારીને કીસ ભરાવે ત્યાં કોણ રહે ? જોજો ને સરકારનું બધું મંડાઇ જશે !"

મેં કહ્યું: "માજી, ત્યારે તમે ગામ પાછાં કયારે જવાનાં ?"

"એ જઇહું, હૌ મનખને છોડશે ત્યારે ને બાપુજી બહાર આવશે ત્યારે."

બાજુમાં આંધળી ડોશી ઊભી હતી. તેને મેં પૂછ્યું: "કેટલા દહાડા રહેશો ? અહીંઆં માર્યા જશો."

જવાબ મળ્યો: "મરી જઇહું તો મરી જઇહું. અહીંથી નથી જવું."

બીજી બાઇએ ટાપશી પૂરી: 'અરે ભાઇ, કોદરા ખાઇશું, પણ નહિ હઠશું."

મને થયું: "આ ધાટાના માંડવામાં પડેલી પટલાણીઓ કંઇક ઔર બહાદૂર લાગે છે."

# ૨૫

## બહારવટું

ધમધમ કરતી અમારી મોટર આફવા ગામે ઊભી રહી. સ્વયંસેવકો અમારી ફરતા ફરી વળ્યા ને ખબરઅંતર પૂછાયા.

એક ૪૦–૪૫ વર્ષનો માણસ ઊભો હતો.

“ કેમ, શું ધારો છો ? સીમમાં માલ પડયો છે તે સરકાર નહિ લઈ જાય ? ”

જવાબ મળ્યોઃ “ માલ રાતબુઢા ઉપાડી જશું. શું એમ સરકારને ખાવા દેશું ? ”

જવાબ આપનારની વાણી મક્કમ હતી. મોં ઉપર મક્કમતા હતી. ફરીવાર પૂછ્યુંઃ “ વખતે માલ સરકારના હાથમાં જઈ પડશે તો ? ”

“ તો શું વળી ? રાતમાં જઈને સળગાવી મૂકશું. ”

“ હેં, સળગાવી મૂકશો ? ”

“ હોવે, માલ કોનો છે તે સરકાર ખાશે ? ”

મારા મનમાં થયુંઃ “ આનું નામ બહારવટું. ” બહારવટિયાને અમે નજરોનજર ભાળીએ. બંદૂક, તલવાર ને છરા વિનાનો એ બહારવટિયો હતો. પકડાઇ જવાની બીક વિનાનો એ બહારવટિયો હતો. લૂંટીને બીજાને પાયમાલ નહિ કરનાર એ બહારવટિયો હતો. સાચો, સતનો બહારવટિયો હતો. સાચો વીર બહારવટિયો હતો. સાચો નિર્ભય બહારવટિયો હતો અને છતાં તે બહારવટિયો તો હતો જ.

## ૨૬

## કેમ આવ્યા ?

કેમ ભાભા ? અહીંઆ આ માંડવામાં કેમ આવ્યા ?"

"કેમ શું, સરકારના અત્યાચારને લીધે. ફીસ નહિ ભરવા માટે."

" પણ અહીંઆં તો દુઃખી થઇ જશો."

" દુઃખી હાના થવાના ? એ અહીં તો મઝા છે. અહીં કાંઇ સરકારનો પોલીસ આવીને ઓછો કનડે છે ? અહીં તાળાં તોડનાર કોણુ છે ? અહીં માલ લેનાર કે ગાળો દેનાર કોણુ છે ? અહીં આબરૂ પર હાથ નાખનાર કોણુ છે ? એ આ માંડવામાં તો બાપુના અમલ છે. અહીં તો ગાંધીરાજ છે, સરકારનું રાજ્ય તો રહ્યું પેલું માણસો વિનાનું ને કૂતરાંય વિનાનું."

" પણ ડોસા, આ બધું મૂકીને આવ્યા તે મને તો ગાંડા લાગો છો !"

" અરે ગાંડા તો હતા તે ગાંધીએ ડાહ્યા કીધા."

"ત્યારે તો તમે બહારવટિયા."

" હોયસ્તો, બહારવટિયાની પેઠે બારણે રહીશું ને મોજ કરીશું."

" પણ તમારાં ઘરોને સરકાર આગ દેશે તો ?"

" તે એકવાર નહિ પણ સત્તરવાર મૂકેને ? હવે વળી ઘરબાર શાં ?"

" ને તમારી જમીન વેચાઇ જતાં જમીન વિનાના થયા તે ?"

" તો દુનિયામાં ધરતી કયાં નાની છે ? જ્યાં જઇને બેસશું ત્યાં માનો ખોળો તો છે જ. ખેડૂતના દીકરાને વળી જમીનનો તોટો શો ? ખેડશે ત્યાં પેટ ભરશે !"

" ડોસા, તમે તો ભારે કરી "

" તે ભારેસ્તો ! કેમ ન કરે ?"

રંગ રે ડોસા રંગ ! રંગ બહારવટિયા રંગ !

## ઘરડા દાદા ઝુકાવે છે

એકલ ડોકલ ડોસો ઊભો હતો. આંખમાં તેજ હતું, પગમાં જોર હતું, ડાંગના ટેકા વિના અક્કડ હતો. ”

“ કેમ દાદા, મહેસૂલની લડતમાં ઝુકાવવું છે કે ? ”

“ અરે ઝુકાવવા બેઠા છીએને ! આ જુઓને, ઘર તો કે દહાડાનું ખાલી કર્યું છે, ઢોર પણ મોકલી આપ્યાં છે, વાસણ કુસણનું નામ નથી રાખ્યું, છોકરાં છૈયાં પણ મોકલી આપ્યાં છે. આ હું એકલો છું તે આજકાલ ઊપડી જવાનો. ”

“ પણ તમે તો ડોસા છો, ઘરડા છો. ત્યાં માંડવામાં વરસાદ ટાઢમાં શે રહેવાશે ? ”

“ નહિ કેમ રહેવાય ? ડોસો છું પણ ખેડૂત છું ને ? અમે તો ટાઢ તડકામાં જ રહેવાવાળા અને એમ કરતાં માંદા પડયા કે મુઆ તો શું થઇ ગયું ? મહેસૂલ કાંઇ પરાણે આપી દઇશું ? ”

ડોસાનાં વેણ સાંભળી હું તો દિંગ જ થઇ ગયો. મરી જાય પણ મહેસૂલ ન ભરવાનો નિશ્ચય અડગ હતો. મનને થયું, શાબાશ બારડોલીના ખેડૂત ! શાબાશ. મનમાં શ્રદ્ધા આવી: ખરેખર, બારડોલીનો ખેડૂત ટકી રહેશે. ખરેખર, બ્રિટિશ જેવી સલ્તનતને એક ઘરડો ડોસો પણ હલાવી નાખવા સમર્થ છે.

૨૮

# નેવું વર્ષના ડોસા હતા

બોરિયાના માંડવામાં એક ડોસા બેઠા હતા. બેઠા બેઠા તુવેર વીણતા હતા. પાસે એક નાનું બાળક બેઠું હતું. ડોસા પણ બાળબચ્ચાં સાથે હિજરત કરીને આવેલા. ડોસા પૂરા નેવું વર્ષના હતા.

સાથીમુસાફરે પૂછ્યું: " કેમ દાદા ! તમે પણ આવ્યા છો ? "

દાદા જરા હસ્યા. સવાલ સાંભળ્યો નહિ. એ જરા હસ્યા ને આતુરતાથી સામે જોયું.

ફરીવાર તાણીને સવાલ પૂછ્યો: " કેમ દાદા, તમે પણ આવ્યા છો કે ? "

" આવવું જ પડેને ? "

" દુઃખ બહુ પડયું ? "

" તે પડે સ્તો. ભગવાનની મરજી. "

" આવો રંગ કોઈ દિ ' જોયેલો કે ? આમાં તો તમે બુઢ્ઢાએ લડવા ઊતર્યા. "

" હાસ્તો, નવો રંગ તો ખરો. "

બુઢ્ઢા હસીને ઉપર પ્રમાણે બોલ્યા. આંખમાં ચમકારો થયો, દાંત વિનાનું મોં હસ્યું, અને એક ખોખારો સંભળાયો.

અમારા સવાલનો જવાબ મળી ગયો.

સાચે જ, બુઢ્ઢાં પણ લડાઈમાં જ ઊતર્યાં છે.

૨૯

## નાથીબાઈનું બાળક

નાથીબહેન હિજરતી માંડવાના થાંભલા પાસે ઊભાં હતાં. હાથમાં માસ એકનું નાનું બાળક હતું. મોં ઉપર પ્રસન્નતા ને શાન્તિ હતી. કપાળે ચાંલ્લો હતો.

"નાથીબહેન, આ નાના બાળકને લઇને તમે પણ નીકળ્યાં ?"

" કેમ ન નીકળીએ ભાઇ, માથે દુઃખ પડયું છે. "

" શેનું દુઃખ પડયું, બાપુ ? "

" આ સરકારે કનડગત માંડી છે. "

" શી કનડગત ? "

" પોલીસના સિપાઇઓ આવે છે ને ડરાવે છે. કહે છે કે લૂંટી લઈશું, માર મારીશું, હાંકી કાઢીશું. "

" તે અહીંઆં શું કામ આવ્યાં ? "

" એવી સરકારને ત્યાં કોણ રહે ? એવી પાપીને ત્યાં ! "

" પણ આ નાનું બાળક અહીંઆં કેમ રહેશે ? હવે તો ટાઢના દિવસો આવ્યા. પછી ઉનાળો આવશે ને વરસાદ પડશે. અહીંઆં શે રહેવાશે ? "

" ટેકને માટે રામ વનવાસ કેમ ગયા'તા ? સીતાજી જંગલમાં પણ રહ્યાં હતાં. રામ જેવાને દુઃખ પડયું તો આપણને શું ? "

નાથીબહેનને મારું અન્તર નમ્યું.

## ૩૦
## શાબાશ છે

બે બહેનો ને એક ભાઇને ખાલી પડેલા ગામમાં જોયાં.

"કેમ, આ ગામ તો હિજરતી છે. તમે અહીં ક્યાંથી? હિજરત નથી કરી?"

"કરી તો છે. પણ અહીં આવ્યાં છીએ."

"શું કામ આવ્યાં છો?"

"ઘરને સાફ કરવા ને લાગ પડે તો સીમમાંથી માલ લઇ જવા."

"પણ પેલા પોલીસકાકાને ખબર પડશે તો તમને પકડશે ને અટકાયતમાં લેશે."

"તો પોલીસ આવશે ત્યારે પાછલે બારણેથી નાસી જઈશું, એો પેલું બારણું જોયું કે? એમ કાંઇ હાથમાં આવવાના? ને ઘર તો સાફ કરવા આવવાના ને ખેતરમાંથી માલ પણ લઇ જવાના!"

શાબાશ છે બહારવટે ચઢેલાં એ બે બહેનોને તથા એક ભાઇને. શાબાશ તમારા બહારવટાને!

## ૩૧
## "આ માણસો તે કેવાં દેખું?"

માંડવામાં ફરતાં એક પલંગ જોયો. ઉપર ગોદડું ને તેના ઉપર એક નાની છોકરી સૂતી હતી. બિચારી તાવે તપતી હતી. મારા મિત્રે હાથ લગાડયો ને બોલી ઊઠયોઃ "તાવ તો બહુ ચઢયો છે."

પાસે બેસી દીકરીનું માથું ચાંપતી માને અમે પૂછયુંઃ "આ હિજરતનાં દુઃખ તો દોહલાં લાગે છે. મુંઝાતાં નથી આ છોકરીને તાવ આવે છે તે?"

બહેને કહ્યુંઃ "તે ઘરમાં બેઠાં હોત તોયે તાવ તો આવત જ ને?"

ઉત્તર સાંભળી વધારે પૂછવાનું ન રહ્યું. સહાનુભૂતિની નજરે અમે અમારાં પગલાં પાછાં ફેરવ્યાં. મા અમારી પાછળ દૃષ્ટિ નાખી જોતી હતી. કદાચ મનમાં વિચારતી હશેઃ

"આ માણસો તે કેવાં દેખું?"

## ૩૨
# સાકર વહેંચી

અમે ફરતાં ફરતાં એક માંડવામાં જઇ ચઢયાં. એક જણાના હાથમાં સાકરનો ટોપલો હતો, ને સાકર વહેંચતો હતો. એક ' થયેલું' લોક હોંશે હોંશે સાકર લેતું હતું, અમનેય સાકર મળી.

મેં પૂછ્યું: " સાકર શેની વહેંચો છો ? "

કોઇએ કહ્યું: " એ તો અમારી પંદર ભેંસો પોલીસો હાંકી ગયા તેની. "

મારાથી બોલી જવાયું: " હેં સાચું ? "

તેણે કહ્યું: " હા, હા, હમણાં જ પોલિસ અમારી ભેંસો સીમમાં ચરવા ગઇ હતી તે હાંકી ગયા. "

" પણ તેમાં સાકર શેની વહેંચો છો ? "

" કેમ, આજે તો અમારે ત્યાં ઉત્સવ કહેવાય ? સરકાર બધું લઇ જાય સારું ને ? જેટલું દુ:ખ પડે તેટલું અમારે મન ઉત્સવ. "

મારું મન આર્દ્ર થઇ ગયું. આ તે બહાદૂર લોકો કે ઉત્સવ-પ્રિય લોકો કે મોજી લોકો કે આત્મનિષ્ઠ લોકો ?

મને થયું: આ લોકો તે શું ઉપનિષદનું વાકય સજીવન કરવા માગે છે: " **त्यक्तेन भुंजीता हा** ત્યાગ વડે ભોગવ. " સાચે જ, આ લોકોનો ત્યાગ આપણને સ્વરાજ્યનો લાભ આપશે જ. તે બહાદૂર ખેડૂતે સાકર વહેંચી હતી તે લોકો હસી હસીને લેતા હતા. તેની સ્મૃતિ થતાં ખાતરી થાય છે કે મારું માનવું અતિશયોક્તિ ભરેલું નથી.

૩૩

## ક્યાં કલેક્ટર થવું છે ?

ખેતરોની વચ્ચે હિજરતી લોકોના માંડવા હતા. માંડવા બહાર નાનાં છોકરાં રમતાં હતાં. છોકરાં તંદુરસ્ત હતાં, આનંદમાં હતાં.

હું છોકરાંઓને જોતો હતો. "ધન્ય ભાગ્ય છે આ છોકરાંઓનાં. બારડોલીની લડત લડતાં માબાપોનાં આ છોકરાંઓનાં અહોભાગ્ય. આજે તેઓ માત્ર ખેડૂતોના દીકરા મટી બહાદુર ખેડૂતોના દીકરા બન્યા છે. આજે તે માત્ર ખેડનું શિક્ષણ લેવાને બદલે બહારવટાનું શિક્ષણ લઈ રહ્યા છે. આ મોટા થશે ત્યારે દુનિયાની એક પણ સત્તા તેની સામે ટકી નહિ શકે...."

આ પ્રમાણે વિચારમાળા ચાલતી હતી ત્યાં એક આધેડ વયના ખેડૂતે રામ રામ કર્યા. મેં જરા હસીને પૂછ્યું: "કાકા, આ હિજરત કરીને આવ્યા છો એ તો ઠીક, પણ આ છોકરાંઓની નિશાળો પણ મૂકાવી ?"

"તે હોવેસ્તો. હવે નિશાળમાં શાં ભણવાંતાં ? હવે તો આ બહારવટાનું ભણતર ભણશે. અને સ્વરાજ્ય પછી સ્વરાજ્યની નિશાળમાં ભણશે."

"પણ હમણાં અભણ રહી જશે એનું શું ?"

"નહિ ભણશે તો શું થયું ? આપણે ક્યાં કલેક્ટર થવું છે ? જેને કલેક્ટર થવું હોય ને લોકોને પીડા આપવી હોય તે સરકારની નિશાળમાં ભણે."

મને થયું સાચે જ, આ કાકા શિક્ષણનું ઘણું ઊંડું રહસ્ય સમજતા લાગે છે. મને થયું, સાચે જ હિજરતી બાળકોને સાચું શિક્ષણ મળે છે.

બાળકો નિડરતા ને સ્વતંત્રતાના વાતાવરણમાં છે. સ્વાધીનતા ને સ્વમાનના જીવન્ત પાઠ પઢી રહ્યા છે. બાળકો સ્વરાજને માટેની લડતમાં સામેલ છે.

આથી વધારે કયું મોટું શિક્ષણ હોઈ શકે ?

## ૩૪
## પારડીમાં વાતચીત

પારડી ગામમાંથી પસાર થતાં હતાં. એક સુંદર મહેલ જેવું ઘર જોયું. લાગ્યું કે હશે કોઈ રાજદરબારીનું મકાન. પૂછ્યું તો ખબર પડી કે એ તો એક ખેડૂતનું ઘર છે. સવાલ કર્યો: "ઘરમાંથી સૌ હિજરત કરી ગયાં છે?" જવાબ મળ્યો: "ના, હજી હિજરત નથી કરી. ઓણુ સાલ મહેસૂલ ભરી દીધું છે, આવતી સાલ નથી ભરવાના."

"ત્યારે આવડાં મોટાં ઘરો ખાલી કેમ છે? માલમિલકત ક્યાં ગઈ?"

બે સ્ત્રીઓએ જવાબ આપ્યો: "માલ રાખીને શું કરીએ? માલ હોય તો સરકાર લઇ જાય ને?"

"પણ તમે તો મહેસૂલ ભરી દીધું છે ને."

"હા, મહેસૂલ ભર્યું છે, છતાં સરકાર અમનેય કનડે છે. સરકાર કહે છે, કે ગામના રખાઓને રખોપું આપો. આવતી સાલ ફીસ ભરવાના જામીન આપો. જામીન નહિ આપો તો ભાત નહિ મળે. સરકાર કહે છે કે સરકારી લોન લો."

"માટીડા ક્યાં છે?"

"માટીડાઓ પકડાવાની બીકે નાસી ગયા છે. દિવસે નાસતા ફરે છે ને રાત્રે ઘેર આવે છે."

"પણ કાંઇ ગુનો કર્યા વિના પકડશે?"

"લ્યો, ગુનો શો કરવો તો? વગર ગુને સરકારને ક્યાં પકડતાં નથી આવડતું?"

"તમને અહીં બીક નથી લાગતી?"

"બીક શાની? એમ બીએ તો રહેવાય કેમ?"

મોટાં આલેશાન મકાનનાં બારણાં પાસે ઊભેલી બે પટલાણીઓ સાથે ઉપરની વાતચીત થઇ. મનને થયું: આ સરકારની મતિ કેવી થઇ છે! આવતી ફીસને માટે આટલી બધી અગમચેતી! ફીસ લેવાની સરકારશક્તિ શું છેક ખલાસ થઇ? જામીન તે સરકારના માગવાના કે આબરૂદાર ખેડૂતના માગવાના? પકડાવાની બીકે પ્રમાણિક ખેડૂતોને નાસતા ફરવું પડે, એવી સરકાર કયાં સુધી કહેશે કે "અમારું રાજ ન્યાયી છે, અમારું રક્ષણ સાચું છે!"



## ૩૫

## અચ્છા અચ્છા ઘી હૈ

તરસાડી ગામમાં ગયા ત્યાં ભીખાભાઇએ વાત કરી. હું માની શકતો નથી કે એ કેમ સાચી હોય! ને છતાં યે સાચી જ છે.

ભીખાભાઇ જે વાત કરે છે તે જ વાત કાળા ભગત કરે છે, તળશી રણછોડ પણ કહે છે. સ્વરાજના પટેલોની એ વાતમાં અવિશ્વાસ કેવો? જુલમનો દોર વર્તતો હોય ત્યાં આવી જ વાતો બને. સાચી માનવાનો ઇરાદો ન છતાં સાચી માનવી પડે છે.

વાત આ પ્રમાણે છે:—પાછલી રાતે પોલીસો વારાફરતી આવ્યા અને મલાઇવાળું અધમણ દહ ાધું, પંદર શેર દૂધ પીધું, અંદર ખાંડ પણ લીધી. ખાતા જતા હતા ને બોલતા જતા હતા: "અચ્છા અચ્છા માટલા હૈ."

ખાઇને હાથ પાણીના માટલામાં ધોયા.

શેર દોઢશેર ઘી પણ ખાધું. મણ મણનાં બે લોટનાં માટલાં ફોડી નાખ્યાં.

વાત સાંભળી મન કંપી ઊઠયું. થયું, હવે પોલિસરાજ આવ્યું.

## ૩૬
## કેમ નાસે છે ?

**મોટરમાંથી** મેં બહાર જોયું. દૂબળા લોકો ખેતરમાંથી નાસતા દેખાયા. મેં પૂછ્યું: "આ લોકો નાસે છે કેમ ? તેઓ ભયભીત લાગે છે."

હાંકનારે કહ્યું: "સાહેબ ! લોકોને સરકારી મોટરનો બહુ ત્રાસ લાગે છે. મોટર ભાળીને તેઓ નાસે છે."

"પણ કહે છે ને કે બારડોલીના ખેડૂતો તો બહાદુર છે. તેઓ શા માટે નાસે ?"

"જી, આ કંઈ બારડોલીના ખેડૂતો નથી. આ તો દૂબળા લોકો છે. ખેડૂતોના પેટવડીઆ નોકરો. બીનખાતેદાર માણસો."

હું વિચાર કરવા લાગ્યો. સરકારનો ત્રાસ બહુ વધી ગયો લાગે છે. મેં ડ્રાઈવરને કહ્યું: "પણ આ લોકો તો આપણાથીયે બીએ છે. આપણે એમની સાથે વાત કરવી હોય તો કેમ કરવું ?"

ઊભા રહો, હૉર્ન વગાડું એટલે તેઓ ઊભા રહેશે. તેઓ સ્વરાજની મોટરથી નથી ડરતા. સ્વરાજની મોટરનું નિશાન આવી રીતે વગાડવાનું છે.

હૉર્ન વાગ્યું ને તેઓ ઊભા રહ્યા. સરકારના ધાકની ને સ્વરાજવાળાના પ્રેમની મને ખાતરી થઈ.

૩૭

# ભૂરી ટોપી

અમારી મોટર થંભી ને મેં મારા એક સાથીને કહ્યું: "પેલી બાઇને પૂછો તો, કે માંડવા કયાં પડેલા છે?"

સાથી નીચે ઊતર્યો ને કૂવે જઇ પાણી ભરતી બહેનને પૂછયું: "અહીંઆં બારડોલીના હિજરતી માંડવા પડયા છે તે કયાં છે?"

બાઈએ બેદરકારીથી કહ્યું: "અમને કંઈ ખબર નથી. અહીં માંડવા કેવા?"

સાથી પાછો ફરી કહે: "આ બાઈ કહે છે, કે અહીં માંડવા જ નથી."

હું વાત સમજ્યો. નીચે ઊતર્યો, ને બાઇને કહ્યું: "અમે તો ગાંધીજીના માણસો છીએ. માંડવા કયાં છે તે બતાવોને."

બાજુએથી નીકળી એક ડોસાએ કહ્યું: "અરે, આ તો ગાંધીના માણસ દેખું. ચાલો માંડવા બતાવું."

પેલી બાઇને જતાં જતાં મેં કહ્યું: "પેલા ભાઇને માંડવા નથી એમ કેમ કહ્યું?"

તેણે કહ્યું: "એ તો સરકારી માણહ દેખું. માથે ભૂરી ટોપી છે!"

મારા સાથીએ ખાદીની ધોળી ટોપીને ભૂરી રંગી ભડકામણી કરી હતી.

## અમે કહીએ છીએ—

માંડવામાં જઈએ છીએ ત્યારે લોકો ખબર આપે છે: "સરકાર વીનવે છે કે પાછા આવીને વસો."

અમે કહીએ છીએ: "અમને અમારા ગાંધીજી બતાવો."

વળી કાને પડે છે: "સરકાર કહે છે કે તમને ત્રાસ નહિ આપીએ. પાછા આવીને વસો."

અમે કહીએ છીએ: "અમારા સરદારને બતાવો, પછી પાછા આવીએ."

વળી કાને પડે છે: "તમારાં ઘરબાર નહિ લૂંટીએ, પાછા આવીને વસો."

અમે કહીએ છીએ: "અમને સ્વરાજ્ય આપો. પછી પાછા આવીને વસીએ."

## ૩૯

# મોત એક વાર જ આવશે ને ?

ખોજપારડી ગયો. મોટર ફરતા જુવાનો ફરી વળ્યા. ખીલતી જુવાનીથી ભરેલા જુવાનો જોઈ મન ઠર્યું.

જુવાનોને પૂછ્યું: "કેમ જુવાનો ! શું કરો છો ?"

જુવાનોએ કહ્યું: "ગામનું રક્ષણ કરીએ છીએ. ગામને સાચવીએ છીએ."

"કેમ ગામને સાચવવું પડે છે ?"

"લોકો હિજરત કરી ગયા છે ને કંઈ કંઇ માલમતા પડેલી છે. લૂંટારાનો પાકો ભય છે."

"અહીં લૂંટારા ક્યાંથી ?"

"કોણ જાણે ક્યાંથી પણ આજુબાજુથી ગુંડાઓ આવતા લાગે છે. લૂંટ માટે એક ડોસાને કુહાડીથી મારી નાખ્યો હતો. ત્યારથી અમે ગામનું રક્ષણ કરીએ છીએ."

"ત્યારે સરકારી પોલીસ શું લોકોનું રક્ષણ નથી કરતી ?"

"અરે ! સરકાર તો કહે છે: 'કર ભરો તો પોલીસ રક્ષણ કરશે.' અમારે કર ભરવો નથી ને સરકારનું રક્ષણ જોઇતું નથી. અમે અમારું રક્ષણ કરીશું ને કરીએ છીએ."

'શાબાશ' 'શાબાશ' ના ઉદ્‌ગારો મારા મોંમાંથી નીકળી ગયા. મેં પૂછ્યું: "કેવી રીતે રક્ષણ કરો છો ?"

જુવાનોએ કહ્યું: "ગામમાં ચાળીસ દીવા ટંગાવીએ છીએ ને રાત આખી ગામ ફરતા ફર્યા કરીએ છીએ. દિવસે ઊંઘવાનું ને રાતે જાગવાનું."

મને થયું, સ્વરાજની પોલીસ જબ્બર છે, હોંશિયાર છે.

મેં પૂછ્યું: "અલ્યાઓ, મોતબોતથી યે ડરતા નથી ?"

મગરૂબી ને બેદરકારીથી જુવાનોએ જવાબ આપ્યો: "મોત એક વાર આવે છે, બે વાર નહિ !"

હું ભડકી ઊઠયો: "શાબાશ ! નિડર સૈનિકો, શાબાશ તમારી જનેતા !"

## ૪૦
## આખી રાતનો મુંઝારો

એક ગાડું ચાલ્યું આવતું હતું. એમાં એક ટેબલ, બે ખુરશી ને એક ખાટ એવો પચાસેક રૂપિયાનો સામાન હતો. પાછળ પાછળ એક વાણિયો ચાલ્યો આવતો હતો. હું તેની પાછળ ચાલ્યો. જોઉં તે ક્યાં જાય છે?

સત્યાગ્રહ છાવણી જેવી એક જગ્યા હતી. બે ચાર સ્વયંસેવકો ત્યાં ઊભા હતા. વાણિયાએ ગાડાના મોઢા આગળ જઇ પૂછયું: "અહીં છાવણી છે કે?"

સ્વયંસેવકે પૂછયું: "કેમ? કેમ આવ્યા છો?"

વાણિયાએ કહ્યું: "આ માલ પાછો દેવા. સત્યાગ્રહ છાવણીમાં પાછો સોંપવા." કોઇએ કહેલું કે માલ સત્યાગ્રહ છાવણીમાં પહોંચાડી આવો એટલે માલધણીને મળશે!

સ્વયંસેવકે પૂછયું: "માલ છે કોનો?"

વાણિયાએ આજીજી બતાવી કહ્યું: "એ તો પેલા પટેલનો છે. એ તો મારા દીકરાએ ભૂલમાં ને ભૂલમાં હરાજીમાં લીધેલો, મેં નહિ લીધેલો બાપુ. હું તે એવો જપ્તીનો માલ લઉં?"

વાણિયો પોતાનો બચાવ કરતો હતો.

સ્વયંસેવકે કહ્યું: "શેઠજી! હવે કાળા હાથ કરવા રહેવા દો. તમારા ગામભાઇઓની પડખે ઊભા રહો. એનો માલ ભગવાન તમને નહિ પચવા દે."

શેઠે કહ્યું: "તમારું કહેવું સાચું છે ભાઇ. મેં માલ તો લીધો પણ રાતમાં મને મુંઝારો થઇ ગયો ને મને થયું: હાય હાય! આ જપ્તીનો માલ મેં ક્યાં લીધો? આ કાચો પારો મને નહિ પચે. આખી રાત મને ઊંઘ આવી નહિ. સવારે ઊઠીને આ ગાડું ભાડે કરી ભરાવીને માલ પાછો દેવા આવ્યો છું."

## ૪૧

# સાચા બહાદૂર

બારડોલીના હિજરતી ખેડૂતોને ' બહાદૂર ' ' વીર ' વગેરે વિશેષણોથી—સંબોધનોથી વર્ણવામાં આવે છે એમ મેં છાપાંમાં વાંચેલું. તેમની વચ્ચે ઊભા રહી મને થયું, "લાવ, ખાતરી તો કરું કે તેઓ કેવાક બહાદૂરો છે."

મેં કહ્યું: "એ...ઈ, દાદા, સરકારની બંદૂક ને તોપો છૂટશે ત્યારે હાંજા ગગડી જશે ને ઢીલા થઈ જશો. તમારી બહાદૂરી ક્યાંય ચાલી જશે !"

ડોસાએ મારી સામે સહેજ આંખો કાઢી રોફથી કહ્યું: "ભલે સરકાર કુહકાની તોપ ભરી ભરીને બીવરાવે, પણ અમે બીએ નહિ."

એક બીજા ડોસાએ બાજુથી કહ્યું: "સ્વરાજ્ય ખાતર તો આ ઘરબાર છોડી પરગામ વસ્યા, હવે બીક હાની ?"

એક ત્રીજાએ ઉમેર્યું: "આ તો એવો પવન આવ્યો છે કે નાનાં બચ્ચાંને ય સ્વરાજ્ય જોઈએ છીએ, નાનું બચ્ચું ય બીતું નથી."

તડોતડ ને ટપોટપ મળેલા આ જવાબોથી હું તો ઠરી જ ગયો. મનમાં થયું, "હવેથી હું બારડોલીના ખેડૂતોને બહાદૂર કહીશ."

૪૨

# પુણ્ય પાતળું થયું

**સાંજ** વીતીને રાત્રિ બેસી ગઇ હતી. અંધારીઆનાં અંધારાં ઊતર્યાં હતાં. અંધારે આસતે આસતે ઘાસમાં પગ મૂકતાં મૂકતાં વેડછીના સત્યાગ્રહ આશ્રમ પાસે અમે આવી પહોંચ્યાં.

કોઇએ કહ્યું: "પોલીસે એક ચોધરી બાઇ ઉપર અત્યાચાર કરવાનો પ્રયત્ન કર્યો હતો. એ પેલા આશ્રય પાસેના ઝૂંપડામાં, ગઇ જ કાલે"

ચોધરણ છનીએ પોતાની વાત માંડી. "ગઇ મધરાતે હું ખાટલામાં સૂતી હતી. એક બાજુ આ મારું મહિનાનું બાળક હતું. બીજી બાજુ આ મારી છોકરી હતી." ચોધરણના હાથમાં નાનું બાળક હતું. આજુબાજુ બીજાં બે નાનાં બાળકો હતાં. હું ચોધરણ અને તેનાં બાળકોને કેટલાય વિચારોથી ભરેલો જોઇ રહ્યો હતો.

કોઇએ પૂછ્યું: "પછી શું થયું?"

ચોધરણે કહ્યું: "પોલીસ આવ્યો ને મારા ખાટલા ઉપર બેઠો. તે ચાળા કરવા લાગ્યો ને હું ગભરાઇ ગઇ. મેં બૂમો પાડી ને મારો ધણી જાગી ઉઠયો."

અત્યાચારની આ વાત અમે સ્તબ્ધ થઇને સાંભળતા હતા. મેં કહ્યું: "હું, પછી?"

"મારો ધણી ઊઠીને પોલીસ તરફ આવતો હતો. એટલામાં પોલીસ તે તરફ ગયો ને તેને ધક્કો માર્યો. પાછો તે મારી પાસે આવ્યો ને કનડવા લાગ્યો. ફરીવાર મેં બૂમો પાડી."

ચોધરીની ભાષામાં આ હેવાલ લખ્યો હોત તો વધારે અસરકારક લાગત. ત્રાસ પામેલી ચોધરણના શબ્દો સીધા હૃદયને સ્પર્શતા હતા ને મનને દુઃખી કરતા હતા. બીચારી ગરીબ ચોધરણ,

હાથમાં બે બાજુ હજી પણ ગભરાયેલાં દેખાતાં બાળક શું કરવું તેની હજી પણ સૂઝ નથી પડી તેવો તેનો ધણી,–બધાં અમારી સામે આશાની, સહાનુભૂતિની, દયાની, મદદની નજરથી જોઈ રહ્યાં હતાં. બહારના અંધકાર વચ્ચે વેડછી આશ્રમ પાસેના કુબામ એક ઝાંખા દીવાના અજવાળે જોયેલું તે કરુણ દૃશ્ય હજીય આંખ આગળથી ખસતું નથી.

"નિરાધાર ગરીબ બીચારાં ચોધરાં ઉપર શા માટે આટલે બધો અત્યાચાર ! ક્યાં રહી લોકોની હવે સલામતી ? લોકોને હવે સરકારમાં કેમ કરીને વિશ્વાસ રહે ?" આવા વિચારો મારા મનમાંથી પસાર થતા હતા ને ચોધરણ તો આગળ બોલતી જ હતી.

" પોલીસે દીવાસળી સળગાવી અને સળગતી સળી ફેંકી મારા ધણીનું ફાળિયું સળગ્યું ને તે ઓલવવા દોડયો. મેં ફરી બૂમો પાડી. બાજુના બીજા પોલીસો આવ્યા ને પેલાને લઈ ગયા. થરથરતી, કાંપતી, મારાં બચ્ચાંને ગોદમાં લેતી હું મારી પથારીમાં બેઠી."

ઘાસથી છવાયેલી કેડીઓ ખૂંદતા ખૂંદતા ભારે હૃદયે અમે પાછા ફર્યાં. અમારાં સૌનાં હૃદયમાંથી એક જ મૂંગો અવાજ નીકળતો હતોઃ "સરકારનું પુણ્ય પાતળું થતું જાય છે !"